શ્રી ગણેશાય નમઃ

# શુકનાવળી

અથવા

## પ્રશ્નાવળી.

છપાવી પ્રસિદ્ધ કર્તા,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૮ મી. પ્રત ૪૦૦૦

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

અમદાવાદ—વિજય પ્રવર્તક પ્રિન્ટિંગ પ્રેસમાં

પટેલ મોહનલાલ મગનલાલે છાપ્યું.

કીંમત ૦-૧-૦

૭૭૦૬

# શુકનાવળી પ્રારંભ.

આપણા દેશી લોકો કંઇ કામ કરતાં પહેલાં તેનો એ વિચાર કરે છે કે આનું શું થશે, તે વિચાર વિષે મનનું સમાધાન કરવાનો શુકનાવળી વિગેરે જોવરાવવાની ઘણી હોંસ ધરાવે છે તે માટે આ ચોપડી પ્રસિધ કરી છે.

આ ચોપડી જોવાની રીત એવી છે કે પ્રથમ મનમાં જે કામ કરવાનું હોય તે ધારવું અને પછી નીચેના કોઠામાં જે આંકડા માંડેલા છે, તે આંકડામાંથી ગમે તે ત્રણ આંકડાની રકમનું એક ખાનું મનમાં ધારવું અને એજ પ્રમાણે દરેક રકમને મળતા આંકડા તથા તેનું વર્ણન આગળ લખેલું છે તે પ્રમાણે ધારેલા આંકડાને મળતો આંકડો શોધી કાઢવા પછી તેજ શોધી કાઢેલા આંકડાને લગતી હકીકત વાંચી જોવી. અને તે હકીકત એ માણસે ધારેલા કામને અંગે સમજવી એવો આ શુકનાવળીનો હેતુ છે.

વરગ ૧ લો.

| ૧૧૧ | ૧૧૨ | ૧૧૩ | ૧૧૪ |
|---|---|---|---|
| ૧૩૧ | ૧૩૨ | ૧૩૩ | ૧૩૪ |
| ૨૧૧ | ૨૧૨ | ૨૧૩ | ૨૧૪ |
| ૨૩૧ | ૨૩૨ | ૨૩૩ | ૨૩૪ |
| ૩૧૧ | ૩૧૨ | ૩૧૩ | ૩૧૪ |
| ૩૩૧ | ૩૩૨ | ૩૩૩ | ૩૩૪ |
| ૪૧૧ | ૪૧૨ | ૪૧૩ | ૪૧૪ |
| ૪૩૧ | ૪૩૨ | ૪૩૩ | ૪૩૪ |

વરગ ૨ જો.

| ૧૨૧ | ૧૨૨ | ૧૨૩ | ૧૨૪ |
|---|---|---|---|
| ૧૪૧ | ૧૪૨ | ૧૪૩ | ૧૪૪ |
| ૨૨૧ | ૨૨૨ | ૨૨૩ | ૨૨૪ |
| ૨૪૧ | ૨૪૨ | ૨૪૩ | ૨૪૪ |
| ૩૨૧ | ૩૨૨ | ૩૨૩ | ૩૨૪ |
| ૩૪૧ | ૩૪૨ | ૩૪૩ | ૩૪૪ |
| ૪૨૧ | ૪૨૨ | ૪૨૩ | ૪૨૪ |
| ૪૪૧ | ૪૪૨ | ૪૪૩ | ૪૪૪ |

૧૧૧. આ શુકન ઘણા સારા છે તમને જે કામની ચિંતા છે તે મટશે ઝગડામાં જીતશો. વેપાર રોજગાર સારી રીતે ચાલશે તમારા દીવસ સારા આવ્યા છે મનમાં ધાર્યું કામ પાર પડશે. એની નીશાની તમારા જમણા પગની ઝાંઘે તલ છે. ૧

૧૧૨. આ શુકન મધ્યમ છે, ધાર્યું કામ થશે નહી બીજું કામ ધારજો તમારા મનમાં ઘણી ચિંતા છે તેથી ઘણો પસ્તાવો થાય છે. તમારા દિવસ મધ્યમ છે તેથી સનીશ્ચરની પુજા કરને લાભ થશે મનની ચિંતા મટશે અને શની દેવતા પરસન થશે. એની નીશાની તમારી સ્ત્રી જુઠું બોલે છે. ૨

૧૧૩. આ શુકનથી તમને લાભ થશે. મનની ચિંતા મટસે ને ફરજંદ લાભ થશે, તમારા દિવસ મધ્યમ હતા તે ગયા ને હવે સારા આવ્યા છે તેનો વિસ્વાસ રાખજો, માતા અંબાજીનું વચન છે એની નીશાની તમારી જમણી કુખે તલ છે. ૩

૧૧૪. આ શુકન ઘણા સારા છે. કુટુંબની વૃદ્ધી થશે. ને તમારૂં ભલું થશે, ભોમીલાભ અર્થલાભ અને લક્ષલાભ થશે તથા કંઈક સગપણ થશે મિત્રનો મેળાપ થશે. આજથી ત્રણ મહિના સારા છે ગુરૂ દેવતાની પુજા કરજો જેથી મનના મનોરથ ફળશે માતા બહુચરાજીનું વચન છે એની નીશાની તમારી સ્ત્રીની પીઠે તલ છે. ૪

૧૨૧. આ શુકન ઘણા સારા છે મનમાં જે કામ ધારો છો તેમાં લાભ પામશો. કુળદેવતાની પુજા કરજો મનના મનોરથ પાર પડશે ને લાભ થશે, સજ્જનથી મેળાપ થશે જેનાથી મળાપ કરવ નો વિચાર છે તેનો મેળાપ થશે ને ઘણો લાભ થશે, ચિંતા મટીને સુખ ઉપજશે, લક્ષ્મીમાતાનું વચન છે એની નીશાની તમારી જમણી જાંગે તલ છે.

૧૨૨. આ શુકન ઘણા લાભકારી છે, કંઇ બીજા નવા વેપારમાં લાભ થશે ધંધો રોજગાર સુઝશે, પરદેશથી અણધાર્યો લાભ થશે મન

માં તમને એક મોટી ખુશાલી ઉપજસે, પણ કોઇનો વિસ્વાસ કરસે નહી માતા બ્રમાણીનું વચન છે એની નીશાની તમારે અને તમારી સ્ત્રીને ઘણી પ્રીતી છે. ૬

૧૨૩ આ શુકન ઘણા સારા છે માટે કંઇ શુભ કામ થસે કુટુંબની વૃદ્ધી થસે, સ્ત્રી લાભ થસે, સજ્જનથી મેળાપ થસે, પરદેશ તરફથી એક મોટી ખુશાલી ઉપજસે તમારા મનમાં એક ચિંતા છે તે દીન ૨૭ માં મટસે ધાર્યું કામ થસે, સતઃનો નાશ થસે. તમારા મનની ગુપ્ત ચિંતા મટસે, તમારા દિવસ સારા આવ્યા છે. માતા મહાકાળીનું વચન છે. એની નિશાની તમે ઘરમાં કકળાટ કર્યા પછી પસ્તાવો કરો છો. ૭

૧૨૪ આ શુકન સારા છે. ભાઇથી મેળાપ થશે. ધાર્યા કામ પાર પડસે. વેપારમાં લાભ થસે મનની ચિંતા મટસે, ફરજંદનો લાભ થસે. ચાતુર ફળ થસે રાજાની તરફથી સન્માન મળસે. કુળદેવતાની પુજા કરજો, ગુરૂને દાન આપજો કે જેથી લાભ થસે. માતા રૂદ્રાણીનું વચન છે. એની નીશાની એ છે કે તમે ત્રણ દીવસમાં એક ગુપ્ત કામ કર્યું છે. ૮

૧૩૧ આ શુકન ઘણા લાભના છે કુટુંબની વૃદ્ધી થસે ને વસ્તુ પાછી ગઇ છે તે હાથમાં આવસે જેનાથી પ્રીતી તુટી છે તેનાથી મેળાપ થશે, પુત્રનું તથા સ્ત્રીનું સુખ થસે જે કાંઇ કામ કરવાનું તમે ધારો છો તે કરજો પણ તમે ઉતાવળ કરસો નહી એ કામમાં તમને મોટી ખુશાલી ઉપજસે. તમે મંગળનું વ્રત કરજો માતા મહાકાળીનું વચન છે એની નિશાની તમારી દુકાન ઉપર ઘરાક બેઠાં છે તેની તમને ચિંતા છે. ૯

૧૩૨ આ શુકન ફતેહના છે જે કામ કરવાનો વિચાર કરો છો તે કામ સારી રીતે પરીપુર્ણ થસે સ્ત્રીથી મેળાપ થસે. સજ્જ-

નથી પ્રિતી વધસે, મનમાં એક શુભ ચિંતા છે તે એક સ્ત્રીથી મટસે સંતોષ રાખજો પુત્રલાભ, ધનલાભ, પુર્વ દિશાએથી પણ એક લાભ થશે, ગયું ફ્ળ પાછું મળસે, ગ્રહની પુજા કરજો; તેથી મનના મનોરથ ફળસે. માતા કાળકાનું વચન છે એની નિશાની તમારી ઇંદ્રી ઉપર જમણે પામે તલ છે. ૧૦

૧૩૩ આ શુકન ઘણા મધ્યમ છે. મનમાં ચિંતા ઉત્પન્ન થાય, ધનનો નાશ થાય શરીરે કષ્ટ ઉપજે મનમાં ધારેલું કાર્ય નિષ્ફળ થાય, તમારી સ્ત્રીને શરીરે કષ્ટ ઉપજે ને પાછળથી પસ્તાવું પડે, હનુમાનજીનું વચન છે. એની નીશાની તમારા ઘરની નજીક એક ઝાડ છે. ૧૧

૧૩૪ આ શુકન સારા છે દુસ્મનથી, રાજાથી કોઈ મોટા આદમીથી, પુર્વ દિશાથી તથા દક્ષિણ દિશાથી લાભ થસે તમારા ભુંડા ગ્રહ હતા તે ગયા ને હવે સારા થયા છે કુળદેવતાની પુજા કરજો તેથી શતરૂનો નાશ થસે, માતા તુળજાનું વચન છે. એની નિશાની તમારી જમણી ભુજાએ તલ છે.

૧૪૧ આ શુકનથી તમને વેપારમાં ઘણો લાભ થસે વિવાહ તથા પુત્રનો લાભ થસે. તમારા શતરૂ તમને પગે લાગસે. એક માસમાં તમને ધનની પ્રાપ્તિ થસે. જગન્નાથજીનું વચન છે એની નિશાની તમારે તમારી સ્ત્રી સાથે લડાઈ છે. ૧૩

૧૪૨ મંગળીકનાં વાંજાં વાગસે, ધનનો લાભ થસે, ભાઇથી પ્રિતી વધસે, મનની ચિંતા મટસે, કુટુંબની વૃદ્ધિ થસે, સજ્જનથી મેળાપ થશે, ધારેલી વાતમાં સતોષ રાખજો જે જે વસ્તુમાં તમે નુકશાન ધારો છો તેમાં લાભ થસે. તમારા હાથમાંથી ગએલી વસ્તુ પાછી તમારા જ હાથમાં આવસે રાજ સન્માન મળસે મનના મનોરથ પરિપુર્ણ થસે. માતા ભૈરવીનું વચન છે એની નિશાની તમારે કોઇથી લહેણું નથી. ૧૪

૧૪૩ આ શુકનથી ધારેલું કામ પાર પડસે, ભવાનીનું પુજન

કરજો તેથી મંગળીક થસે. કન્યાલાભ તથા લક્ષ્મીલાભ થસે તમારા મનની ચિંતા મટસે પણ તમારો એક શતરૂ છે તે તમને દગો કરવા ફરે છે, તેનો વિશ્વાસ રાખસો નહિ એક વખત આગળ પણ તમને તેણેજ દગો કર્યો છે માટે જાગૃત રહેજો માતા મહાકાળીનું વચન છે એની નિશાની તમારી ઇંદ્રી ઉપર તલ છે. ૧૫

૧૪૪ આ શુકન ધર્મના છે. સંપત મળસે મનના મનોરથ ફળસે, તમારા ગ્રહ સારા આવ્યા છે. તમે મંગળની પુજા કરજો તેથી તમારા શતરૂનો નાશ થશે. માતા ભદ્રકાળીનું વચન છે એની નિશાની તમારે મીત્રની જોડે અણબનાવ રહે છે. ૧૬

૨૧૧ આ શુકન ઘણા સારા છે, તમે તમારા મનમાં જે મોટું કાર્ય ધાર્યું છે તે પરિપુર્ણ થશે. ધર્મનું બળ તમને મોટું છે હવે તમને ઘણું સુખ થશે મીત્રનો લાભ તથા ભાઇનો મેળાપ થશે વેપારમાં નફો થશે, પુત્રનો લાભ થશે તમે શનિશ્ચરની પુંજા કરજો જેથી તમને સુખ થશે. માતા તોતળાજીનું વચન છે એની નીશાની તમારે તમારી સ્ત્રી જોડે સદા કલેશ રહે છે. ૧૭

૨ ૨ આ શકનથી મંગળીકનાં વ જાં વાગશે, ઘરને વિષે લાભ થશે. મીત્રની મેળાપ થશે, પુત્રલાભ તથા ધનલાભ થશે ચાતુરફળ લાભ થશે તમને પરદેશમાં કંઈ કામને માટે જવાની ફીકર છે તે કુળદેવતાની પુજા કરવાથી મટસે શતરૂનો નાશ થશે જગન્નાથજીનું વચન છે એની નીશાની તમારી સ્ત્રી ઘણી જોરાવર છે. ૧૮

૨૧૩ આ શુકનથી તમારા મનની ચિંતા મટશે અને ધનનો લાભ થસે તમારા મનમાં ખુશાલી ઉપજસે એક માસમાં તમારૂં કામ પરીપુર્ણ થસે ભાઇનો સંજોગ થસે કુટુંબનુ સુખ ઉપજી શરીરે શાંતી રહેસે. પદવી પામસો તમારો એક શત્રુ છે તેનો નાશ થસે. તમારા દીવસ ધણા સારા આવ્યા છે, તેથી ગુરૂની પુંજા કરજો તમારૂં કાર્ય

પરિપુર્ણ થસે માતા ખોડીયાળનું વચન છે એની નીશાની તમારા ઘરમાં વડુવાનું ઘત છે. ૧૯

૨૧૪ આ શુકનથી તમને ઘણો લાભ થસે, જે વસ્તુ તમારા હાથમાંથી ગઇ છે તે પાછી આવસે વળી તમને પરદેશથી મોટો લાભ થસે. તમારા મનમાં એક શુભ છિંતા છે તે પણ મટસે. પુર્વ દિશાથી ધનલાભ થસે, તમારો શતરૂ છે તેનો વીશ્વાસ કરસો નહિ ને કુળદેવતાની પુંજા કરજો ગ્રહનું દાન કરજો તેથી સારૂં થસે માતા આશાપુરીનું વચન છે એની નીશાની તમારે એક મોટી ઘાત ગઇ છે. ૨૦

૨૨૧ આ શુકનમાં તમને ત્રણ વરસ થયા સુખ નથી તો હવે ત્રણ વરસ સુધી મહા સુખરહેસે તમારા મનમાં મોટી ચિતા છે તે મટસે, તમારૂ નશીબ ચંચળ છે દુઃખ હતાં તે ગયાં ને હવે સુખ થસે મનના મનોરથ ફળસે. તમારા હાથે એક વસ્તુ ગઇ છે તે પાછી આવસે અને ઘણું સુખ થસે માતા ગાયત્રીનું વચન છે એની નીશાની તમારે પાણીની મોટી ઘાત ગઈ છે. ૨૧

૨૨૨ આ શુકન મધ્યમ છે.મિત્રથી વીરોધ થસે દુસ્મનથી મેળાપ થસે. જે કામની તમારા મનમાં ચિંતા છે તે પાર પડવી મુસ્કેલ છે ધનની હાની થસે, મનની ચિંતા મટસે નહિ તમે શનીનું દાન કરજો તેથી તમને સ્હેજ શાંતી થસે માતા જળદેવીનું વચન છે, એની નિશાની તમારી જમણી ભુજાએ તલ છે. ૨૨

૨૨૩ આ શુકનનું ફળ મધ્યમ છે કલેશ ઉપજશે જે કામ કરવાનો મનમાં વિચાર છે તે ભુંડું છે. કરશો તો લોકમાં નિંદા થશે બાહ્નની જોડે કલેશ પેદા થશે, વેપારમાં ટોટો આવશે માટે બીજું કામ કરવાનો વિચાર કરજો ને શનીશ્વરનું દાન કરજો માતા હીંગળાજનું વચન છે એની નીશાની તમે રાતે સ્વપ્નમાં જંગળ દેખો છો. ૨૩

૨૨૪ તમારા મનમાં સ્ત્રીની ચિંતા ઘણી છે ને પડે કલેશ

ઘણો કરો છો પણ હવે તમે વિશ્વાસ રાખજો, હવે તમારે સારૂં થશે તમારા ખોટા દિવસ હતા તે ગયા ને હવે સારા આવ્યા છે. દેવ તથા ગુરૂની ભક્તી કરજો તેથી કામ પરિપુરણ થશે ગુરૂને પુન્યે લાભ થશે. સીતાજીનું વચન છે એની નિશાની તમારી ડાબી બાજુપર તલ છે. ૨૪

૨૩૧. આ શુકનથી મંગળીકનાં વાજાં વાગસે, પુત્રનો લાભ થશે તમારો શતરૂ તમને પગે લાગશે ધનનો લાભ થસે, કુળદેવતાની પુજા કરજો જગન્નાથજીનું વચન છે એની નીશાની તમારા માથે ઘરનો ભાર છે. ૨૫

૨૩૨. આ શુકનનું ફળ મધ્યમ છે તમે તમારા મનમાં એક ખોટા કામનો વીચાર ધાર્યો છે તે કામ થશે નહી ને ઉલટો તમારા મનમાં ભય પ્રાપ્ત થસે અને હાણુ થસે શરીરે કષ્ટ ઉપજે કુંટંબમાં તથા સ્ત્રી જોડે કલેશ થશે માટે કાંઇક ધર્મ કરજો તેથી સુખ થશે, તમે રાહુનું દાન કરજો જેથી સુખ થસે, હનુમાનજીનું વચન છે એની તમે તમારી દેહીએ પસ્તાવો કરો છો. ૨૬

૨૩૩ તમારા મનમાં ધારેલું કામ પાર પડસે ને જશ પામશો તમને પરકાર્ય ચીંતા છે તેથી તમારા મનમાં તમે ખોટા વીચાર કરો છો. માટે કાંઈ કામ કરો તે વીચારીને કરજો. અથવા બીજું કામ કરજો તેમાં લાભ થશે કુળદેવતાની પુજા કરજો અથવા તમારૂં ધારેલું કામ પાર પડશે. તમે મંગળનું વ્રત કરજો માતા અંબાજીનું વચન છે. એની નીશાની તમારા મનમાં ફીકર છે. ૨૭

૨૩૪ આ શુકનથી તમારૂં ધારેલું કાર્ય પરીપુર્ણ થશે કુટુંબનો કલેશ મટશે ગુપ્તની વાત કોઇ પાસે કરસો નહી તમારા ભુંડા દીવસ હતા તે ગયા અને હવે સારા આવ્યા છે તેથી તમને ધનનો લાભ થશે. દુઃખ મટશે, જસ વધસે, ઈષ્ટદેવની ભક્તિ કરજો; એની નીશાની તમારા મનમાં શુભ ચિંતા છે. ૨૮

૨૪૧. આ શુકનથી તમને લાભ થસે. તમારા મનમાં સ્ત્રીની

ચીંતા છે તે મટસે સ્થાનકની વૃદ્ધિ થશે, એક મનુષ્યની તમારે પ્રીતી તુટી છે તેના જોડે પાછી પ્રીત થશે, તમારી જોડે અદેખાઇ કરે છે તે દુર થશે તમે હનુમાની પુજા કરજો તમારા મનમાં તમે જે કામ ધારયુ છે તેમાં ફતેહ પામસો માતા જળદેવીનું વચન છે એની નીશાની તમારી સ્ત્રીને પેટે તલ છે. ૨૨

૨૪૨ આ સુકનથી તમને બમણો લાભ થશે અને મનના મનોરથ ફળસે ધારેલી વસ્તુ મળસે જે આદમીથી મનમાં લાભ થવાની ઇચ્છા છે તે આદમીથી લાભ થસે તમારા દુસ્મનની ખરાબી થશે ને તમારૂ ભલું થશે તમે શનીવારની પુજા કરજો તેથી ધાર્યું કામ પાર પડશે માતા ભવાનીનુ વચન છે, એની નીશાની તમારે જમણી બાજુએ તલ છે. ૩૦

૩૪૩ આ શુકનથી શરીરે સારૂં રહેશે હવે તમારે દીન સુખના આવ્યા છે મનના મનોરથ ફળસે ધનનો લાભ થશે કલેશ મટસે એક અણધાર્યો લાભ થશે સંતાનનો લાભ થશે દુસ્મનનો નાશ. માતા કાળકાનુ વચન છે એની નિશાની તમારી જમણી કુખે તલ છે. ૪૧

૨૪૪ આ શુકન ઘણા સારા છે તમારૂ કામ સિદ્ધ થશે તમારા દીવસ ફીકરમાં જાય છે. પણ તમારા મનમાં સંતોષ રાખજો તમારૂ કામ પરીપુરણ થશે એક આદમી તમારૂ કામ બગાડે છે તેનો વીશ્વાસ કરશો નહી તમને પુત્રનું તથા સ્ત્રીનું સુખ થશે તમે શનીનું વ્રત કરજો તેથી તમારૂ ધાર્યું કામ પાર પડશે એવું શીવજીનું વચન છે. એની નીશાની તમારી ઇંદ્રી ઉપર તલ છે.

૩૧૧ આ શુકન ઘણા સારા છે તમને ઘરની ધનની તથા પરગામ જવાની કંઇક ચિંતા છે તે મટસે પણ તમારા કુળદેવતાની તથા ગ્રહની પુજા કરજો જેથી મનના મનોરથ ફળસે તમારા શતરૂ

છે તે કળસે રાજાની તરફથી લાભ થશે માતા તેતળાજીનુ વચન છે એની નિશાની તમારી સ્ત્રી ઘણી રીસાળ છે. ૩૩

૩૧૨ આ સુકનથી મનના મનોરથ ફળશે ધનનો લાભ થશે કુટુંબની વૃદ્ધિ થશે શરીરની કષ્ટી મટશે ઘણા દીવસની ચીંતા તથા રોગ છે તે મટસે મનને ખુશીમાં રાખજો વેપારમાં લાભ થશે નીશાની તમારે તમારી સ્ત્રી સાથે પ્રીતી છે. ૩૪

૩૧૩ તમને ધનની ચિંતા છે પણ તમારો સ્વભાવ ઘણો ઢીલો છે તેથી તમારા દુશ્મન ઘણા છે મીત્ર પણ શત્રુ છે પણ તમારૂં ભલુ થાય છે એ કામ તમે કરશો તો પછી ઘણો પસ્તાવો થશે માટે બીજુ કામ કરજો તેમાં સુખ થશે તમારી ગુમની ચિંતા મટસે, ભલુ થશે, માતા ખોડીઆરનું વચન છે. એની નીશાની તમે રાતે જંજાળ દેખો છો. ૩૫

૩૧૪ આ શુકનથી મનની ધારેલી કલ્પના પાર પડશે ધનનો લાભ થશે. સર્વે કામ સિધ થશે મનમાં ઘણો સંતોષ રાખજો તમે ધમીષ્ટ છો માટે મનમાં ચીંતા રાખશો નહી તમે જે પરકાજ કરોછો તેમાં તમારે ઘણો જશ છે ને તેથી હવે તમારૂં ભલુ થશે તમે મંગળની પુજા કરજો તેથી તમારો જશ વધશે ને ધારયું કામ સિદ્ધ થશે માતા માતરેશીનુ વચન છે એની નીશાની તમારા ઘરમાં ગુપ્ત ધન છે. ૩૬

૩૨૧ આ શુકન મધ્યમ છે. તમારા મનમાં ચિંતા ઘણી છે જે કામ તમે કરવું ધારો છો તે સિદ્ધ નહિ થાય ને ઉલટું વાંકું થશે, માટે બીજુ કામ કરજો, એ કામ કરશો તો અપજશ તથા કલેશ ને હાની થશે. એક મહીના સુધી તમને ચિંતા છે રાજા તરફથી કંઇક ભય ઉત્પન્ન થશે. માટે જે કામ કરો તે વિચારીને કરજો તેથી લાભ થશે તમે હનુમાનજીની પુજા કરજો ગ્રહને દાન આપજો

જેથી તમારૂં ભલું થશે માતા મહાકાળીનું વચન છે. એની નિશાની તમારે કોઈની સાથે લેહેણુ નથી. ૩૭

૩૨૨. આ શુકનથી તમને લાભ થશે તમારા મનની ચિંતા મટશે. તમને તમારા મીત્રથી ભાઈથી ઘણી ખુશાલી પ્રાપ્ત થશે શરીરે સંતોષ થશે વેપારમાં ધનનો લાભ થશે રાજદરબારથી ખુશાલી ઉપજી ઉત્તમ ફળની પ્રાપ્તી થશે. સ્ત્રીથી સુખ ઉપજશે તમે કુળદેવતાની પુજા કરજો માતા વાલવડાનું વચન છે એની નીશાની તમારે માથે ધનનો ભાર છે. ૩૮

૩૨૩ આ શુકનથી તમને જશ મળશે, દુઃખ ટળશે શત્રુનો નાશ થશે, સજ્જનથી મેળાપ થશે, તમારા સર્વ ગ્રહે સંતાના છે મનની ચિંતા મટશે, સ્ત્રી પુત્રથી સુખ ઉપજશે મન માં કમ થશે, પુર્વ તથા ઉત્તર તરફથી એક લાભ થશે. તેથી તમે ગ્રહની પુજા કરજો કે જેથી તમારૂ ધાર્યું કામ પાર પડશે માતા કલ્યાણીનું વચન છે એની નીશાની તમારે વાતનો વીશ્વાસ રહે છે, ૩૯

૩૨૪ આ શુકન સારા છે ખેતી તથા બીજા વેપારમાં લાભ થશે ને તેમાં ધનની પ્રાપ્તી થશે મન ધારયું કામ સિધ થશે, તમારા મનમાં કંઈ કામની ગુપ્ત ચિંતા છે તે મટશે. તમારા શત્રુ તમને પગે લાગશે માટે તમે તમારા કુળદેવતાની પુજા કરજો ભૈરવનું વચન છે એના નીશાની તમારા મનમાં ગુપ્ત ફીકર રહે છે. ૪૭

૩૩૧ આ શુકન સારા છે, મન કામના સિધ થશે કુટુંબ તથા લક્ષ્મી લાભ થશે, કુળદેવનાની પુજા કરજો તેથી તમારૂ સારૂ થશે વેપારમાં લાભ મળશે, તમારા મનમાં રાખજો, તમે ધર્મી છો તેથી તમારૂ કામ પાર પડશે પણ તમે મંગળની પુજા કરજો તેથી તમારૂં કામ પરીપુર્ણ થશે માતા લોકાઈનુ વચન છે, એના નીશાની તમારી જમણી ભુજાએ તલ છે. ૪૧

૩૩૨ તમે તમારા મનમાં જે કામ ધાર્યું છે તે થશે નહીં; બીજું કામ કરજો તમારી ગૃહસ્થા ભુંડી છે મીત્ર છે તે શતરૂ સમાન છે બે ત્રણ વરસ થયાં તમને ઉચાટ છે તમે મનનાં ભોળા છો માટે ધીરજ રાખે સારૂ થશે તમે રાહુની પુજા કરજો તેથી તમારૂં કામ પાર પડશે માતા વેરાઇનુ વચન છે એની નીશાની તમારી છાતીએ તલ છે ૪૨

૩૩૩ આ શુકનથી તમારા મનમાં ધારેલું કામ પાર પડશે ને તેમાં લાભ મળશે તમે તમારા મનમાં ચીંતા કરશો નહી તમારે સારા આદમીથી પ્રીતી વધશે અને સ્ત્રી તથા સંતાનનું સુખ થશે. કુળદેવતાની પુજા કરજો તમારા મનમાં એક ગુપ્ત ચીંતા છે તે મટશે માતા માહાકાળીનું વચન છે એની નીશાની તમારી જાંગે તલ છે.

૩૩૪ આ શુકનથી તમને લાભ થઇ મનના મનોરથ ફળશે ને અણધાર્યો લાભ થશે તમારો ગયો વેપાર હાથ આવશે, બાંધબંધથી લાભ થશે તમારે જે દુઃખ છે તે જશે ને ઘણું સુખ થશે તેમ તમારા મનમાં એક સારૂં કામ ધાર્યું છે તે કામથી તમને લાભ થશે તમારી સ્ત્રીને સંતાન થશે દુશ્મનનો નાશ થશે ને શરીરે સુખસાતા થશે તમે ભવાનીની પુજા કરજો તેથી તમારૂં કામ પાર પડશે ક્ષેત્રપાળનું વચન છે. ૪૪

૩૪૧ તમારા મનમાં ઘણા દીવસથી ચીંતા છે તે મટશે અને સારૂં થશે તમે ચીતા કરશો નહી તમને સુખ થશે સજનથી વૃદ્ધિ વધશે તમારા મનની ગુપ્ત ચિતા મટસે પુત્રનું સુખ થશે તમે હનમાનજીની પુજા કરજો અને શનીનું દાન કરજો કાળભેરવનુ વચન છે એની નીશાની તમારે મીત્ર જોડે સમધારણ લેહેણું છે. ૪૫

૩૪૨ તમારા મનમાં ચિંતા છે તે મટસે અને તમને ધનનો ઘણો લાભ થસે જે વસ્તુ તમારા હાથમાંથી ગઇ છે તે પાછી હાથ

આવસે જેનાથી પ્રીતી તુટી છે તેનાથી મેળાપ થસે અણધારી ખુ-
શાલી ઉપજસે પણ તમે ગૃહની પુજા કરજો તેથી તમારૂ ભલું થસે
માતા ખોડીયારનું વચન છે એની નીશાની તમારી ઈંદ્રી ઉપર તલ છે ૪૬

૨૪૩ આ શુકન મધ્યમ છે. તેથી ચાર મનુષ્યમાં તમને માન
મળસે તમારા મનમાં ઘણા દીવસથી ચિંતા છે ને મનમાં કલેશ રહે
તમારા હાથમાંથી ગએલી વસ્તુ હાલ પાછી તમારા હાથમાં આ
વવાની છે પણ ધરમ કરજો ગ્રહની પુજા કરજો નહીતો માઠું થસે
એની નીશાની તમારે એક ઠેકાણેથી પ્રીત તુટી છે તેમાંથી મેળાપ
થસે શતરૂનો નાશ થસે હનુમાંનજીનું વચન છે એની નીશાની તમારો
પાડોસ સેહેવાય તેવો નથી. ૪૭

૩૨૪ આ શુકનથી મંગળીકનાં વાજાં વાગસે અને ઘણો લાભ
થસે ભાઈથી પ્રીત વધસે મનની ચિંતા મટસે કુકુંબથી વૃધી થસે
સજજનથી મેળાપ થસે જે વસ્તુ તમારા હાથમાંથી ગઈ છે તે પાછી
તમારે હાથ આવસે સજનથી આદરમાન મળસે મનના મનોરથ પાર
પડસે મંગળની પુજા કરજો તેથી તમારા મનમાં શુભ વાર્તા ધારેલી
પાર પડસે માતા લક્ષ્મીજીનું વચન છે એની નીશાની તમારે કોઈની
જોડે લહેણું નથી. ૪૮

૪૧૧ આ શુકનથી હાણુ થાય, શરીરે પીડા નીપજે, આશા
નીષ્ફળ થાય હાથમાં આવેલું ધન પાછું જાય તમે બીજું કામ ધા-
રજો તેમાં તમને લાભ થસે તે કામમાં ફીકર રાખસો નહી ધનનો
લાભ થસે કલ્પના હસે તે મટસે મીત્રથી મેળાપ થસે મંગળની પુજા
જો. તે એની નીશાની તમારી જમણી ભુજા ઉપર તલ છે. ૪૯

૪૧૨ આ શુકનથી તમારા મનમાં સ્ત્રી તથા પુત્ર સંબંધી સુ-
ખની ચિંતા છે તથા કંઈક ધનનો પણ નાશ થયો છે. ને લડાઈ છે
તે સરવે મટસે. અને તમારા મનની ચિંતા પણ થોડે દીવસે દુર

થસે મીત્રથી મેળાપ થસે તમે કંઇક વિશ્રંભ કરજો તેથી તમારૂં કાર્ય સીધ થસે જગનાથજીનું વચન છે, એની નિશાની તમારે મીત્રની જોડે લડવું નથી. ૫૦

૪૧૩ આ શુકનથી તમારા મનમાં ધનની ચિંતા છે તે મટસે તથા તને રાજાથી સન્માન થસે પરદેશથી ખુશાલી ઉપજસે તમને સ્ત્રીની ચીંતા છે તે પણ મટસે. મારો ગએ વસ્તુ પાછી હાથ આવસે. મનના મનોરથ પાર પડસે. તમે ગ્રહની પુજા કરજો તેથી તમારૂ કામ સિધ થસે હનુમાનજીનું વચન છે. ૫૧

૪૧૪ આ શુકનનુ ફળ મધ્યમ છે, પ્રથમ ચિંતા ઉપજી પાછળથી ખુશાલી ઉપજે, તમારા મનમાં એક ગુપ્ત ચિંતા છે તે એક માસમાં મટસે ધનનો લાભ થસે શરીરે સુખ ઉપજશે મનના મનોરથ ફળસે તમે મંગળની પુજા કરજો તેથી તમારૂ ધાર્યું કામ પરીપુર્ણ થશે માતા સીતાજીનું વચન છે એની નિશાની તમારી છાતીએ તલ છે. ૫૨

૪૨૧ આ શુકનનું ફળ તમને લાભનું છે મિત્રનો મેળાપ થશે તમારા મનની ચિંતા મટશે, હવે તમને ધનનો લાભ ને તમારૂ ભલું થશે ગ્રહની પુજા કરજો તેથી સુખ ઉપજશે શનિશ્ચનું વચન છે એની નીશાની તમારા શરીરમાં ગુપ્ત રોગ છે. ૫૩

૪૨૨ તમારા શરીરમાં ત્રણ વરસ થયાં સુખ નથી અને ધન પુત્ર તથા સ્ત્રીનું પણ દુખ છે. માટે તમે વીચારીને કામ કરજો અને કોઇનો વીશ્વાસ રાખસો નહી પુન્યદાન કરવાથી તમારૂં સારૂં થશે જગત માતાનું વચન છે એની નીશાની તમારે ધનદોલતનો લાભ થશે.૫૪

૪૨૩ તમારા મનમાં ધારેલાં કામ હમેશાં પાર પડસે ને સજનોથી મેળાપ થશે તમારા શરીરમાં વ્યાધી છે તે સારૂં ઓસડ વાધેથી શરીરની વ્યાધી મટશે આપણા કુળ દેવતાની પુજા કરજો

તેથી મનમાં આનંદ થસે બાલાજીનું વચન છે એની નીશાની તમારા પેટ ઉપર તલ છે. ૫૫

૪૨૪ તમારા મનમાં ઘણા દીવસથી ચિંતા છે તે મટશે તમે તમારા મનમાં કંઇ મોટું કામ ધાર્યુ છે પણ વિલંબ કર્યાથી પાર પડશે ઉતાવળ ના કરસો. ઉતાવળ કર્યાથી ઉલટું કામ બગડશે મનમાં વીશ્વાસ રાખજો નકી તમને ખુશાલી પેદા થસે આપણા કુળદેવતાની પુજા કરજો. ભૈરવનુ વચન છે એની નીશાની તમારે ઘરનું સુખ સામાન્ય છે. ૫૬

૪૩૧ આ શુકનથી તમારા મનના મનોરથ ફળશે. અને તમને સ્થાનકની ચિંતા છે તે મટશે ભાઈ બાપનો મેળાપ થશે તમારા દુઃખના દહાડા હતા તે ગયા અને હવે સુખના આવ્યા છે તેથી ધનની પ્રાપ્તી થસે સ્ત્રી પુત્રનુ સુખ મળસે ગ્રહની પુજા કરજો એથી સારૂ સુખ નિપજસે માતા અંબાજીનુ વચન છે એની નીશાની તમારી સ્ત્રી જુઠા બોલી છે.

૪૩૨ આ શુકનથી ચિંતા દ્વેષ અને દુઃખ મટસે સ્ત્રી પુત્રના લાભ થસે તમારા મનમાં પરદેશ જવાની ચીંતા છે તે મટસે અને પરદેશથી કંઈક લાભ થસે પણ તમે હનમાનજીની પુજા કરજો તેથી તમારા સર્વ કામ સિદ્ધ નિપજસે માતા આશાપુરીનુ વચન છે એની નિશાની સ્વપનમા તમે સ્ત્રી દેખો છો. ૫૮

૪૩૩ આ શુકનથી તમને ધનનો લાભ થસે અને મીત્રથી મેળાપ થસે અને તમારા મનમાં ખુશાલી ઉપજસે શતરૂનો નાશ થસે. તમે મનના ધર્મી છો તેથી તમારૂ ભલુ થસે પણ તમે મગળની પુજા કરજો તેથી તમારૂ કામ પાર પડસે માતા અનપુરણાનુ વચન છે એની નીશાની તમારી જમણી ભુજાએ તલ છે. ૫૯.

૪૩૪ આ શુકનથી તમારા મનના મનોરથ ફળસે તમારા મનમાં જે વીચાર ધારો છો તે પાર પડસે તમારા ગુરૂદેવના પ્રસાદથી મનના મનોરથ ફળસે પણ તમે ગ્રહની પુજા કરજો તેથી તમારા

મનની શુભ ચિંતા મટસે માતા કાળકાનું વચન છે, એની નીશા
તમારે એક શુભ ચિંતા છે, ૨૦

૪૪૧ આ શુકનમાં ભાઈ ભાંડુને પીડા થાય કલેશ ઉપજે
અંગે પીડા થાય, મનમાં શંકા થાય, તમારા ગ્રહ હમણાં મધ્યમ છે
થોડા દહાડા ધીરજ રાખી પછી કામ કરજ્ય તમારા હાથમાંથી
વસ્તુ ગઈ છે તે ઘણી મુસ્કેલીથી પાછી તમારે હાથે આવશે. ૫
તમે ગ્રહની પુજા કરજો તેથી તમારૂં કામ સીદ્ધ થસે, માતા લોકાઈ
વચન છે. એની નાશાની તમારે પેટે તલ છે.

૪૪૨. આ શુકન તેમના છે ધર્મ કાર્યથી તમારૂં કામ સિ
દ્ધ થસે પણ તમે જે કામ કરો તેનો અંત સેરો નહી તેથી તમને લાભ
થસે તમે ગૃહનુ દાન કરજો, આપણા કુળદેવતાની પુજા કરજો તેથી
કામ પરીપુર્ણ થસે. માતા વેરાઇનું વચન છે. એની નિશાની તમારા
શરીરે સુખ નથી.

૪૪૩. આ શુકનથી ધારેલું કામ થસે નહી. ને ઉલટી ધનની
હાની થસે, માંહોમાંહેમાં વીરોધ ઉપજશે તમારા જીવની એક મોટી
ઘાત છે માટે તમે સાવધાન રહેજો અને જે કંઈ કામ કરો તે વીચા-
રીને કરજો તેનો તમને લાભ થસે . ગૃહની પુજાને કરજો તેથી
તમારૂં દુઃખ નીવારણ થસે માતા લોકાઈનું વચન છે. એની નીશાની
તમારી ઇંદ્રી ઉપર તલ છે. ૬૩

૪૪૪. જે કામ તમે કરવું ધારો છો તે સીદ્ધ થસે ધનનો
લાભ થસે સ્ત્રી તથા પુત્રનો લાભ થસે તમારા હાથમાંથી ગએલી
વસ્તુ પાછી તમારે હાથ આવસે તમારી ગૃહસ્થાઈ એક વરસ સુધી
સારી છે, તેથી શતરૂ પગે લાગશે, વેપારમાં લાભ થશે તમારા મનમાં
ઘણી ચીંતા રાખશો નહી ને આપણા કુળદેવતાની પુજા કરજો તેથી
કામ પરીપુર્ણ થસે માતાં અંબાજીનું વચન છે એની નીશાની તમારી
ઇંદ્રી ઉપર તલ છે. ૬૪ સમાપ્ત.